# મૃત્યુ પાછળ જમણવાર કરવાના હાનિકારક ચાલ વિષે નિબંધ.

અર્થાત્ જૈન મતના પ્રમાણો સહિત,
મૃત્યુ પાછળ જમણવાર કરવાનો
નિષેધ કારક નિબંધ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શેઠ કલ્યાણચંદ શોભાગચંદ.
રેસીડન્ટ જનરલ સેક્રેટરી.
શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

આવૃત્તિ ૨ જી. પ્રત. ૨૦૦૦
સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

કિંમત અમૂલ્ય.

# ઉપોદ્ઘાત.



પ્રિય વાચક વર્ગ ! આપણી જૈન કોમ જે એક સમયે આચાર અને વિચાર બંનેમાં ઉન્નતિના ઉંચ્ચ શિખરે ચડેલી હતી તે જૈન કોમ હમણાં ઘણી કુચાલ, કુસંપ, અજ્ઞાન વિગેરે રાક્ષસી શક્તિઓ નીચે દબાઈ-ચગદાઇ ગઈ છે, જે જૈન કોમમાં સંસ્કાર, શુદ્ધ વ્યવહાર, નીતિ વિગેરે એક સમયે શાંતિ ભરતા હતા તે કોમમાં હાલ ધર્મ વિરૂદ્ધ હાનિકારક આચરણો દાખલ થયાં છે ને ઘણાં ઉંડાં મૂળ જડ ઘાલી બેઠેલાં છે; જેથી કરીને આપણી સામાજિક સ્થિતિ બગડેલી છે. તેમ જ વ્યવહારિક દૃષ્ટિએ લોકો આપણી નિંદા કરે છે. આપણી જૈન કોમમાં હાલ પ્રચલિત કેટલાક હાનિકારક રીવાજો પૈકી નીચેના મુખ્ય છે:—

૧ કન્યાવિક્રય.

૨ બાળલગ્ન.

૩ વૃદ્ધવિવાહ.

૪ એક સ્ત્રીની હયાતીમાં બીજી કરવાનો રીવાજ.

૫ લગ્નાદિ પ્રસંગે વેશ્યાઓનો નાચ, દારૂખાનું છોડવું અને ફટાણાં ગાવાં.

૬ મૃત્યુ પાછળ જમણવાર.

૭ મૃત્યુ પ્રસંગે રડવું, કુટવું.

૮ ફરજીયાત ખોટા ખર્ચો.

૯ દેખાદેખીથી તેમજ સંસર્ગથી હુતાશનાદિ ધર્મ વિરૂદ્ધ પર્વો તથા આચરણો વિગેરે વિગેરે.

આવા દુષ્ટ રીવાજોથી આપણી જૈન કોમની સામાજિક સ્થિતિ ઘણી શોચનીય છે, એમ કહેવામાં લગારે અસત્ય દેખાતું નથી. આપણી સુનીતિ, સદાચાર, ધન વિગેરે ધીમે ધીમે નષ્ટ થાય છે ને અવનતિની ઉંડી કોતરના ગાઢ અંધારામાં આપણે પડીએ છીએ. આવા હાનિકારક રીવાજોને નાબુદ કરવા આપણી કૉન્ફરન્સ ૧૦ વર્ષોથી ઠરાવો પસાર કરે છે ને તેથી કંઈ સુધારાની આશા ઉત્પન્ન થઈ છે, પણ હજી સુધી બધા જૈનો આવા કુધારાઓથી ઉપજતા નુકશાનથી જાણીતા થયા નથી તેટલા માટે આ હાનિકારક રીવાજ નિષેધમાળા આપણી કૉન્ફરન્સ તરફથી રચવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. તે માળાનો પહેલો મણકો બહાર પડયા બાદ બીજા મણકારૂપે આ નાનું પુસ્તક પ્રસિદ્ધિમાં મૂકવામાં આવે છે અને આશા છે કે આવી નિબંધમાળા વગર કિંમતે વહેંચવાથી આપણી કોમમાંથી આવા પિશાચી રીવાજો દુર થશે.

પાયધુની, મુંબઈ. } શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.
તા૦ ૧-૯-૧૯૧૭. }

# મૃત્યુ પાછળ જમણવાર કરવાના હાનિકારક ચાલ વિષે નિબંધ.



पापाधिक्यपरां रूढिं त्यक्त्वा पुण्यविवृद्धिदां
कुर्वंतु सज्जनाः सर्वे येन सौख्यमवाप्नुयात् ॥ १ ॥

**અર્થ:**—જેમા પાપ વિશેષ થાય છે એવી દુષ્ટ રૂઢીને મૂકી દઇને જેથી સુખ ( મોક્ષરૂપ ) પ્રાપ્ત થાય એવી પુણ્યની વૃદ્ધિ કરનાર રૂઢીનો સર્વે સજ્જનો પ્રચાર કરો.

આધુનિક સમયે કેટલાક પ્રચલિત હાનિકારક રીવાજો કે જેને લઇને જૈન કોમની પ્રાચીન જાહોજલાલી તદ્દન નષ્ટ થઇ ગઇ છે, સામાજિક સ્થિતિ શોચનીય થતી જાય છે અને અવનતિનાં બીજ રોપાવા માંડયાં છે, તે રીવાજો પૈકી મૃત્યુ પાછળ જમણવાર પણ એક છે.

આ રીવાજ જૈન કોમમાં કયારે શરૂ થએલ હશે તેનો વિચાર કરતાં તેને માટે કોઇ પણ શાસ્ત્રોક્ત આધાર નીકળતો નથી. તેમજ શ્રાવકની ચર્યા સૂચવનાર કોઈ પણ ગ્રંથમાંથી તેનો દાખલો મળી આવતો નથી, પરંતુ તે શાસ્ત્રવિરૂદ્ધ છે તેનો તો સચોટ પૂરાવો આપવામાં આવે છે કે જેનો અસ્વીકાર કોઇથી પણ થાય તેમ નથી.

સિદ્ધાંતકાર શ્રી સય્યંભવસૂરિ શ્રી દશવૈકાલિક સૂત્રમાં સાધુઓને કેવી ભાષા બોલવી તેનું જ્ઞાન કરાવા તે સૂત્રના સાતમા અધ્યયનની ૩૬ મી ગાથામાં આ પ્રમાણે કહે છે:--

तहेवः संखडि नच्चा, किच्चं कज्जंति नो वए.

## શ્રી હરિભદ્રસૂરિકૃત વૃત્તિ:—

तथैव संखडिं ज्ञात्वा संखंड्यन्ते प्राणिनामायूंषि यस्यां प्रकरणक्रियायां सा संखडी । तां ज्ञात्वा करणीयेति पित्रादिनिमित्तं कृत्यैवैषेति नो वदेत् । मिथ्यात्वोपबृंहणदोषात् ॥

મુનિએ કેવી ભાષા બોલવી તેનો અહીં પ્રસ્તુત પ્રસંગ છે, તે પ્રસંગમાં મૂળ સૂત્રકાર પ્રથમ બીજી વાત કહીને પછી કહે છે કે તેમજ સંખડિને જાણીને તે કરવા યોગ્ય છે એમ પણ મુનિ ન બોલે." આનો ટીકાકાર સ્પષ્ટાર્થ આ પ્રમાણે કરે છે—"તેમજ સંખડિને જાણીને પ્રાણીઓનું આયુષ્ય જે ક્રિયા કરવામાં ખંડિત થાય છે તેનું નામ સંખડિ અર્થાત્ જમણવાર ) પિત્રાદિને નિમિત્તે તે કરવા યોગ્ય છે એમ મુનિ ન બોલે, કારણ કે તેમ કહેવામાં મિથ્યાત્વની વૃદ્ધિ થવા રૂપ દોષ લાગે છે."

સિદ્ધાંતકાર મુનિઓને આવો જમણવાર કરવા યોગ્ય છે એમ બોલવાની પણ ના પાડે છે. તેમાં પ્રસંગ બતાવે છે કે—' પિત્રાદિને નિમિત્તે '

અર્થાત માતા, પિતા, પિતામહાદિ વૃદ્ધ મનુષ્ય મૃત્યુ પામેલ હોય તેની પાછળ જમણવાર કરવાના સંબંધમાં મુનિ પુછયે કે વગર પુછયે 'તે કરવા યોગ્ય છે' એમ ન કહે. શામાટે ન કહે ? તેના ખુલાસામાં મુનિ-રાજને ત્રિવિધે ત્રિવિધે પ્રાણાતિપાતાદિનો ત્યાગ છે તે હેતુ બતાવ્યો હોત તો કદી શ્રાવક ભાઇઓ તેમાંથી નીકળવાની બારી શોધી કાઢત કે મુનિરાજને તો ત્રિવિધે ત્રિવિધે હિંસાદિનાં પચ્ચખાણ હોવાથી તેઓ કરવા યોગ્ય છે એમ ન કહે, પણ આપણે શ્રાવકને કાંઇ ત્રિવિધે ત્રિવિધે તેનો ત્યાગ નથી, તેથી આપણને કરવામાં કે કહેવામાં અડચણ નથી. પરંતુ ધુરંધર, યુગ પ્રધાન, ૧૪૪૪ ગ્રંથોના કર્ત્તા જૈન શાસનના સ્તંભભૂત શ્રીમાન્ હરિભદ્રસૂરિ મહારાજ કહેછે કે—'મિથ્યાત્વની વૃદ્ધિ થાય તે હેતુ માટે મુનિ એમ ન કહે.' હવે મિથ્યાત્વનો ત્યાગ તો મુનિને અને શ્રાવકને બંનેને છે. તેમાં શ્રાવક કાંઇ સાધુથી જૂદા પડી શકે તેમ નથી. જેટલી જરૂર મુનિ મહારાજને મિથ્યાત્વથી બચવાની છે તેટલીજ શ્રાવકને પણ છે. તેમાં ન્યૂનાધિક નથી. તેથી મુનિ જ્યારે મિથ્યાત્વનો હેતુ જાણી તેને કર્ત્તવ્યપણે કહી શકે નહીં ત્યારે શ્રાવક પણ તેને કર્ત્તવ્યપણે કહી શકે નહીં, માની શકે નહીં તેમજ આચરી શકે પણ નહીં.

આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે આ રીવાજ પરા-પૂર્વથી કે ઘણાં વર્ષથી દાખલ થયેલો હોય તેમ જણાતું નથી. પરંતુ મધ્યના કોઇ વખતમાં જ્યારે અનાજના તેમજ ઘી વિગેરે રસપ-દાર્થના ભાવ બહુજ સોંઘા હશે તેવા વખતમાં બીલકુલ દિલગીરી વિનાના અતિ વૃદ્ધના મરણ પ્રસંગે ઘણા સંબંધીઓ એકઠા થવાથી અન્ય દર્શનીઓની દેખાદેખીને લીધે જેની ઇચ્છા થઇ હશે તેણે એવા

જમણુ કરવાનું શરૂ કર્યું હશે; પણ ત્યાર પછી દિવસે દિવસે વૃદ્ધિ પામીને તે રીવાજ એવી ઉંડી જડ ઘાલી બેઠેલ છે કે તેને કાઢતાં હવે બહુ મહેનત પડે છે અને તેને વળગી બેઠેલા મુગ્ધ જનો તે જડ જ્યારે ઢીલી પડે છે ત્યારે પણ પાછા તેને સજ્જડ કરવા મહેનત કરે છે. આ કારણને લઇને તે રીવાજ અત્યારે પ્રચલિત થઇ ગયો છે.

આ જમણવાર કરવાની રીતિ સર્વ જગ્યોએ એક સરખી પ્રવર્ત્તે છે એમ નથી; પણ કેટલેક સ્થળે અમુક દિવસની અંદર કરવાનો અને કેટલેક સ્થળે વર્ષે બે વર્ષે કે ગમે ત્યારે ઇચ્છા પ્રમાણે કરવાનો રીવાજ છે.

આ રીવાજ નિર્દયતા નિઃશકતા, નિર્લજ્જતા, નિર્ધનતા અને નિંદ્યતા અર્પણ કરે છે જે આ નીચેની હકીકત ઉપરથી માલૂમ પડશે.

**નિર્દયતા**—કેટલાએક મરણના જમણવારને શુકન તરીકે ગણે છે. લાંબા વખતના મંદવાડમાં આરામ થયો હોય તેને માટે એવા જમણવારનો દિવસ શોધે છે. મૃત્યુને વખતેજ વૃદ્ધ મરણમાં લોક વિરૂદ્ધનો પણ વિચાર ન કરતાં દિલાસાને બદલે ત્રણ દિવસનું નક્કી કરવાનો સ્મશાનમાં પણ પ્રયત્ન કરતા હોય છે અને કેટલાએક ભોજનભટો તો તેવાં મરણની રાહ જોઇનેજ બેઠા હોય છે અને દૈવયોગે તેમ બનવાથી ઘણા ખુશી થાય છે એટલુંજ નહીં પણ તેવા બનાવ કોઇ મહિનામાં ન બનવાથી 'આ માસ તો કેવળ ખાલી ગયો, કાંઇ પણ માલ પાણી ઉડાવવા મળ્યાં નહીં' એમ વિચારે છે. આથી વધારે બીજી કઇ જાતની નિર્દયતા હોય !

**નિઃશકતા**—દેવપૂજાદિ ધર્મકૃત્યનો ત્યાગ કરી સૂતકમાં સૂતકી બની ભોજન કરવામાં દુર્ગચ્છા કરતા નથી.

નિર્લજજતા—જયારે કુટુંબમાં કોઈ મરણ થાય છે ત્યારે બહાર ગામના સગાં સંબંધીઓને મેલા લખી દાડા ઉપર તેડાવે છે અને શોકને દેશવટો આપી આનંદથી નાતવરો કરે છે. થોડા દિવસ પહેલાં જેઓ મરનારની પાછળ આર્ત્ત હૃદયે ગાઢ કર્મબંધનના હેતુભૂત તીવ્ર રૂદન કરતા તેજ હવે "લ્યો લાડુ, લ્યો ગાંઠીઆ" વગેરે ઉલટથી પોકાર કરવા મંડી જાય છે, અને ક્ષણિક સુખ તથા મોટાઈ પાછળ હજારો રૂપીઆનો ધુમાડો કરી નાંખે છે. કોઈ બાળક અથવા જુવાન આદમીનું મૃત્યુ થાય તો પણ આ પ્રમાણે ખર્ચ કરવામાં આવે છે. આ વખતે જુવાન અને વૃદ્ધ સ્ત્રી ને પુરૂષો ઉલ્લાસભેર જમવા આવે છે. એક તરફ મરનારને ત્યાં બહારગામના સગાં સંબંધીઓ આવવાથી હૃદયભેદક રડાપીટ થઇ રહે છે અને બીજી તરફ આ મિષ્ટાન્ન ઉડાવવામાં આવે છે. આ કેટલો કમકમાટ ઉપજાવે તેવો દેખાવ થઇ રહે છે? ધિક્કાર છે એવા મૃત્યુ પામેલાની પાછળ મિષ્ટાન્ન ઉડાવનારા નિર્લજજને!

નિર્ધનતા—કોમના આગેવાન ગણાતા શેઠીઆઓની બેદરકારીને લીધે જયાંસુધી આ રીવાજને દેશવટો આપવામાં આવતો નથી ત્યાંસુધી દ્રવ્યસ્થિતિવાળા કે દ્રવ્યસંપતિ વિનાનાને, હોંશવાળા કે વેઠ ગણનારાને, સુખે આજીવિકા ચલાવવાવાળા હોય તેવા કે દુઃખદાયક આજીવિકા વાળાને માથે આ રીવાજ એક ફરજ રૂપેજ થાય છે. તેથી સંપત્તિ વિનાનો માણસ ધનવાનની દેખાદેખીથી મ્રજત રાખવાને અજ્ઞાનના ગાઢ અંધકારમાં પડી વરો કરાવવાને પછાત પડતો નથી. પૈસા ન હોય તો ઘરબાર કે ખેતર વાડી વિગેરે જે કાંઇ પણ મિલ્કત હોય તે ગીરો મૂકે છે અથવા વેચી નાંખે છે, અને તેમ નહીં તો કુટું-

સ્ત્રીઓ પાસેથી પૈસા ઉછીના લઇને અગર ભારે વ્યાજે કરજ કરીને પણ પોતાને ઘેર આવેલો અવસર પતાવી દે છે. આવી મોટાઇ પાછળ તે તદ્દન સાધનરહિત થઇ જાય છે. થોડી મુદ્દત પછી માગનારા જ્યારે પૈસા લેવા આવે છે અને વિલંબ થતાં કડવા શબ્દો સંભળાવે છે ત્યારે તેને ઘરેણાં આદિ ચીજો વેચવી પડે છે. તે ન હોય તો પોતાની મિલ્કત (ઘર આદિ) સોંપવી પડે છે. તે પણ ન હોય તો વખતે કારાગૃહની મુસાફરી કરવા જવું પડે છે. આવી રીતે તે તદ્દન પાયમાલ થઇ જાય છે, ને તેનાં બૈરાં છોકરાંને પેટપૂર્ણ ખોરાક મળવાના સાંસા પડે છે. કપડાં પણ પૂરાં મળતાં નથી, અને જનસમાજમાં પણ અવગણુતાને પાત્ર થાય છે.

નિંદ્યતા—કૉન્ફરન્સોમાં, મંડળોમાં અને સભાઓમાં મોટા મોટા વિદ્વાનો ભાષણદ્વારા અને મુનિરાજો વ્યાખ્યાનદ્વારા આ ઘોર કૃત્યનો મેઘનાદથી તિરસ્કાર કરે છે.

મૃતભોજન (દાડા) સંબંધી આટલી સામાન્ય હકીકત કહેવામાં આવી. હવે તે ઉપર વધારે વિવેચન કરીએ.

‘મરણ પાછળ જમણવાર કરવો અગર તેવા જમણવારમાં જમવા જવું એ સુજ્ઞ જનોને યોગ્ય છે?’ આ સવાલ માત્ર જૈનકોમને માટે છે એટલુંજ નહીં પણ સર્વ જનસમૂહને લાગુ પડે છે.

આ સવાલનો નિર્ણય કરવામાં પ્રથમ તો લાભાલાભનો વિચાર કરવો જોઇએ, એમ કરવામાં લાભનો તો એક અંશ જણાતો નથી પણ નુકશાન તો ઘણુંજ માલુમ પડે છે. તેનું જેટલું વર્ણન કરવામાં આવે તે થોડુંજ છે.

મનુષ્ય અને પશુમાં તફાવત એટલોજ છે કે મનુષ્યમાં જ્ઞાન છે અને પશુમાં તે નથી. તેથી મનુષ્ય વિચાર પૂર્વક ધર્મ, અર્થ અને કામ

વિગેરેને સાધી શકે છે અને પશુને તે જ્ઞાનનો અભાવ હોવાથી તેની સાધનાનો વિચારજ ઉપલબ્ધ થતો નથી. હવે આ ત્રિવર્ગ (ધર્મ, અર્થ, અને કામ ) કેટલે દરજ્જે ઉપયોગી છે અને તે સાધવામાં આ રીવાજ ( મૃતભોજન ) કેટલો વિઘ્નભૂત થાય છે તેનો અત્રે યત્કિંચિત્ વિચાર કરવો અપ્રાસંગિક અને અસાર્થક ગણાશે નહીં.

ધર્મની મુખ્યતા અને ત્રિવર્ગ સાધનની કેટલી અગત્યતા છે તે વિષે સોમપ્રભાચાર્ય સિંદુરપ્રકરમાં જણાવે છે કેઃ—

त्रिवर्गसंसाधनमन्तरेण, पशो रिवायुर्विकलं नरस्य ।
तत्रापि धर्मं प्रवरं वदन्ति, न तं विना यद्भवतोर्थकामौ ॥

" ( ધર્મ, અર્થ અને કામરૂપ )ત્રણ વર્ગના સાધન વિના મનુષ્યનું આયુષ્ય પશુના આયુષ્યની પેઠે નિષ્ફળ છે, તે ત્રણને વિષે પણ ધર્મને શ્રેષ્ટ કહે છે, કારણ કે તે ( ધર્મ )વિના અર્થ અને કામ થઇ શકતાં નથી. "

ધર્મઃ—આ શબ્દનો અર્થ બહોળા વિસ્તારવાળો છે તો પણ ' यतोऽभ्युदयसनिःश्रेयससिद्धिः स धर्मः ' એટલે જેથી અભ્યુદય અને મોક્ષની પ્રાપ્તિ થાય તે ધર્મ, એ પ્રમાણે ધર્મબિન્દુ ગ્રંથની ટીકામાં કહેલું છે, ધર્મનું મૂળ દયા છે. શોકકારક બનાવોના સમુહમાં મરણ સમાન બીજો એકે બનાવ વધારે શોકપ્રદ નથી. એક તો માણસ જેવું માણસ જાય ને તેની પાછળ જ્યાં શોકાગ્નિમાં ડુબેલાં મરનારનાં સગાં વહાલાં છાતીફાટ રૂદન કરતાં હોય ત્યાં તેઓનો હૃદયભેદક વિલાપ સાંભળીને વજ્ર જેવું હૃદય પીગળ્યા વિના રહે નહિ, તેવા સમયમાં તેના આંગણામાં બેસીને મિષ્ટાન્ન વિગેરે ઉડાવવાં એ કેટલી દયાની લાગણી ગણાય? મરણ પછવાડે જમવા

જવું એ માર્ગાનુસારીના સાધારણ ગુણોને મલીન કરે છે, કારણ કે ખાવાના લોલુપી, શોકજનક અને શરમ ભરેલું મરણ પાછળનું જમણ જમવા જાય તેનામાં દયાળુ, લજ્જાળુ અને ઇંદ્રિયોને વશ કરનાર એ નામના માર્ગાનુસારીના ગુણો કયાં રહ્યાં? તેમજ હાલના પ્રચલિત અને નિંદનીય રીવાજને વળગી રહી મૃત્યુ પાછળ જમવા જનારને માર્ગાનુસારીનો નિંદનીય કામમાં ન પ્રવર્તવાનો ગુણ કયાં રહ્યો? સર્વ પ્રયોજન સાધક ધનનો નકામો વ્યય થાય એમાં માર્ગાનુસારીની દીર્ઘ દૃષ્ટિ કયાં રહી? આ પ્રમાણે યોગ્યશાસ્ત્રમાં બતાવેલા માર્ગાનુસારીના ગુણોમાંથી કેટલાકનો નાશ થાય છે, તો પછી બોધિરૂપી વૃક્ષનું મૂળ જે સમ્યકત્વ તેનો તો તેનામાં સંભવજ કયાંથી હોય? અને જ્યારે સમ્યકત્વ ન હોય ત્યારે તો મોક્ષના સાધનભૂત જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયીનો અભાવ સ્વતઃ સિદ્ધ છે તો પછી ધર્મ કયાં રહ્યો? માટે ધર્મને વિઘ્નભૂત એવા રીવાજનો નાશ કરવા સુજ્ઞ જનોએ તન મન અને ધનથી તત્પર થવું એમાંજ શ્રેય છે, કોમનો ઉદય છે અને અંતે ક્રમે ક્રમે ધર્મની સાધનાને પણ પમાય છે.

અર્થ અને કામનો વિનાશ પણ આ હાનિકારક રીવાજથી થાય છે એ પ્રગટ છે, કારણ કે અર્થ જે દ્રવ્ય તે ખર્ચવાથી વિનાશ પામે છે અને નવું પેદા કરવાનાં સાધન નાશ પામે છે તેમજ કામનો પણ એ કાર્યથી વિનાશ છે કારણ કે કામ જે સાંસારિક સુખ ભોગ તેનું કારણ અર્થ છે. અર્થથીજ તેની સિદ્ધિ થઇ શકે છે. અર્થના વિનાશે કામનો પણ વિનાશ થાય છે.

આ પ્રમાણે ત્રણે વર્ગનો વિનાશ થવાથી પ્રાણી મહા મહેનતે મળેલો મનુષ્યભવ હારી જાય છે. માટે જેમાં કોઇ પણ લાભનું

કારણુ નથી એવા રીવાજને વળગી રહેવાથી આપણે કેવી અધમ સ્થિતિમાં આવી પડયા છીએ, આપણુને પોતાને તથા આપણા બંધુઓને કેટલાં સંકટો વેઠવાં પડે છે તે આપણે નજરે જોઇએ છીએ તોપણુ મિથ્યાભિમાનરૂપી ગાઢ અંધકારમાં ઘેરાઇ ગયેલી આપણી આંખ ઉઘડતી નથી એ કેટલું બધું શોકજનક છે! અરે! હમેશાં નફાતોટાનો વિચાર કરનારા વેપારીના પુત્રો! આ વેપારમાં આપણુને કેટલો લાભ છે અને કેટલું નુકશાન છે તે કેમ તપાસતા નથી? લોકોમાં પણુ કહેવત છે કે 'આગળ બુદ્ધિ વાણીઓ' એ આપણી દીર્ઘદૃષ્ટિ શું તદ્દન વિમુખ થઇ ગઇ? દેશ અને કાળનો વિચાર ક્યાં ગયો? પોતાના પુત્રોને ઉંચી કેળવણી આપવા નાણાં જોઇએ તે ન મળે પણ મરણ પછવાડે ખરચવાનાં નાણાં તો મળેજ મળે. જેના મંદવાડ પછવાડે ઔષધોપચારમાં વીશ કે પચીશ રૂપીઆ ખરચવા હોય તો 'આંખ આડા કાન' કરવા પડે. પણ મરણ પાછળ પાંચસો સાતસો કે હજાર રૂપીઆ ઉમંગથી ખરચી નાખીને ધુમાડો કરાય. અરે! આતો કેટલી બધી અજ્ઞાનતા?

આ ઉપરાંત કેટલીક વખત તો ધરમાદો જમનાર પણુ આપણે પોતેજ થઇએ છીએ. કારણુ કે જેને ત્યાં મૃત્યુ થાય તેને દાડો કરવાનું બીલકુલ સાધન ન હોય તોપણુ પોતાનાં સગાં સંબંધીઓનાં મેંણાં ખાઇને ગમે તે રીતે આ કાર્ય ઉકેલવાની ફરજ પડે છે, તેથી સાધનહીન પૈસા મેળવવાના દરેક યત્નમાં જ્યારે નિષ્ફળ જાય છે ત્યારે છેવટે તેને યાચના કરવાનો વખત આવે છે, અને બહારગામ જઇ લોકોની આગળ પોતાના દુઃખ ગાઇ મહા મહેનતે ધરમાદા તરીકે પૈસા કઢાવે છે. આ પ્રમાણે પૈસા લાવી તે દાડો કરે છે અને તેના

જમનાર આપણે થઇએ છીએ. આ આપણને કેટલું બધું શરમાવા જેવું ! ઘરમાદો ખાવા જવું એનાથી બીજું શું વધારે હલકું ગણાય ? અરે ! ડાહી ગણાતી જૈન કોમના વીર પુત્રો ! તમારી વિવેક બુદ્ધિ કયાં ગઇ ? તેનો થોડો ઘણો સદુપયોગ કરો, અને આવા શાસ્ત્રવિરૂદ્ધ હાનિકારક રીવાજનું ઉન્મૂલન કરવા કમર કસીને આપણા પવિત્ર સનાતન ધર્મના ફરમાનને માન આપતાં શીખો તેથીજ તમારૂં શ્રેય કરવામાં સાધનભૂત થઇ શકશે.

હવે એક સામાન્ય સ્થિતિનો માણુસ કે જેના ઉપર તેના આખા કુટુંબનો આધાર હોય છે તે જયારે મરણ પામે છે ત્યારે તેની વિધવા તથા છોકરાંને મરનારની પાછળ દાડો કરવાથી કેવાં દુઃખો સહન કરવાં પડે છે તેનો ખ્યાલ નીચેની હકીકતથી આવશે.

જયારે કુટુંબમાં આ પ્રમાણે બનાવ બન્યાને પાંચ સાત દિવસ થયા હોય ત્યાં તો મરનારનાં સગાં વહાલાંઓ તેનો દાડો કરવાની વાતો ચલાવે છે ને ઘરમાં તેની વિધવા સ્ત્રી તો મરનારની પાછળ રૂદન કર્યાજ કરે છે. તેની આ પ્રસંગે જો કે બીલકુલ મરજી ન હોય તોપણ તેનાં સગાં વહાલાંઓ કહેવા માંડે છે કે ‘ મરનાર દાડા વિનાનો જાય ! ’ ‘ આ કેટલી હલકાઇ ગણાય ? ’ વિગેરે શબ્દોથી મરજી ઉપરાંત તેની વિધવાને પૈસા ન હોય તો ઘર ઘરેણાં મિલ્કતનો વિક્રય કરાવીને દાડો કરવાની ફરજ પાડે છે ત્રણ દિવસ મિષ્ટાન ચડાવીને સગાં વહાલાં પોત પોતાને રસ્તે પડે છે ત્યારે તે વિધવા બાઇને પોતાનું તથા પોતાના બાળ બચ્ચાંનું ગુજરાન કેવી રીતે ચલાવવું તથા તેને કેળવણી શી રીતે આપવી તેની મુશ્કેલી પડે છે. સાધન રહિત તે બાઇને મજુરી કરવી પડેછે. તે વખતે ગુજરાન જોગ પૈસા મળે, વખતે ન મળે ને પોતાનાં છોકરાં

ભૂખ્યાં રહે છે. તેનાં સગાંઓને તો તેની ફિકર કાંઇ હોતીજ નથી. તેઓ તો ત્રણ દિવસ માલ પાણી ઉડાવવાં હતાં ત્યાં સુધીજ શીખામણ દેવા આવતાં હતાં અને આ વખતે તેના સામુએ જોતા નથી. આવી સ્થિતિમાં તે વિધવાને આવવું પડે છે. આ કેટલો બધો જુલમ કહેવાય ! આ બાબત નીચેની કવિતા વાંચવાથી વધારે સ્પષ્ટ રીતે સમજાય તેમ છે. તેથી દરેકને તે વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

દાડાનાં દુઃખડા બેની કહું કેટલાં ?
એજ દુઃખે હું રહી રખડતી રોજજો.
ખંખેરી ખાધું ખાનારે ખંતથી,
પડયા ઉપર દઈ પાટું માણી મોજજો. દાડા૦ ૧
પાંચ દિવસ વીત્યા પિયુને પાછા થયા,
ત્યાં તો માંડી ચોવટ મારે ઘેરજો;
દીન દશા દેખી નહિ આંખે આંધળા,
અંતર આણી નહિ કાંઇ મારી મે'રજો. દાડા૦ ૨
ત્રાસ પડયો પરિમાણ સુણીને પેટમાં,
શા માટે મિષ્ટાન જમાડું ઘેર જો;
લગ્ન અધરણી અવસર નહિ આનંદનો,
કરે પ્રભુ કળજુગમાં કાળો કેર જો. દાડા૦ ૩
વાલમનો વિજોગ ઘડી નવ વિસરે;
તાજો ઘા હજી હૈડું વિંધે ખુબ જો;
એક આંખે શ્રાવણુ ભાદરવો એકમાં,
તેમાં આતું દેખી થઇ તાજુબ જો. દાડા૦ ૪
રાંડ રૂઠી આ ચાલી અંધ પરંપરા,

પાછળ આઢે ઢોર તણી આ હાર જો;
સાર અસાર વિચાર કરે નહિ કાળ એ,
મોટા મૂરખ હિંદુ નર ને નાર જો. દાડા૦ ૫
સઘળા મોટાએ મળી મુજને મુંઝવી.
મુઓ ઘણી નહિ તુંથી ઘોઇ નખાય જો;
દાડાવણુ જાશે શું જુવંતી જીવતાં,
કર્યાવિના કાંઇ છુટકો તો નહિ થાય જો. દાડા૦ ૬
એમ બતાવી ભીતી મુજને ભાળવી,
પણ શું કરવું પૈસા નહિ મુજ પાસ જો;
માત્ર રહેલું મુડીમાં ઝુંપડું,
મૂક ધરેણે સુણતાં થઇ ઉદાસ જો. દાડા૦ ૭
મનમાં જાણ્યું પુત્ર નથી પરણાવવો,
મર પુરતે નવ પામે નવલી નાર જો;
પણ આતો ડીંડવાણું દેખાતું દીસે,
કારણ કોઇ તપાસે નહિ નિરધાર જો. દાડા૦ ૮
પકવાનો પીરસાવા માંડયા તે પછી,
અરરર ! મેં નજરે જોયાં નવ જાય જો;
પીરસણીઆને પોરસ કયાંઇ માતો નથી,
લાખો લડધા બેઠા ખાતે ખાય જો; દાડા૦ ૯
ટપ્પા મુકે મોઢામાં લોહીના કોળીયા,
દૈત્ય દયાહીણ આજ ખરા વિકાળ જો;
જોગ જડયો નહિ જમવાનો એકે બીજો,
ધિક ! ધિક ! ધિક ! આ કેવો કાળ કરાળજો; દાડા૦ ૧૦

એક તરફ ! ઓ ! હાય ! સુણાય છે,
બીજી ગમ લાડુ લાડુ બોલાયજો;
તોપણ તેને બહુ દિવસનો મ્હાવરો,
તેથી નવાઇ લાગે નહિ મન માંયજો. દાડા૦ ૧૧
ભાણાપર બેસી મોં વાળે મૂરખી,
જ્યાં કરવા આવે જન ઘીની ધારજો;
ઝટ ગળે ઉતરે રસબસતી રોટલી,
ખાવામાં દેખાય ન ખેદ પળ વારજો. દાડા૦ ૧૨
પંદર દિવસમાં સઘળું પૂરૂં કરી,
સગાં સીધાવે છે સૌ સૌને ઘેરજો;
'મરણ સુધાર્યું' એમ બડાઇ મારતા,
અમે હતા તો કાંઇ પડયો નહિ ફેરજો. દાડા૦ ૧૩
એ ત્રણ ટંક મળ્યું ખાવાનું તેમને,
પણ આખો ભવ હું હારી ગઈ છું છેકજો;
વળતી વેર થયું અનને ને દાંતને,
પછી તૂટી ગઇ નાત જાતની ટેકજો. દાડા૦ ૧૪
ઘરનું ઘર ને કાંઇ ઘરેણું હોતતો,
લેત ચલાવી જેમ તેમ ગુજરાન જો;
પણ તેના તે પેલાથી પૂરૂં કર્યું,
જોયું ન આગળ ભૂલી ભાનજો. દાડા૦ ૧૬
દરણું પીસીને હું પેટ ભરૂં હવે,
ચૂક કર્યાથી થઇછું ચીંથરે હાલજો;

એ ત્રણ પેટ પડયાં છે નાનાં છોકરાં,
ભૂંડા સૌના સાથે હાલ હવાલજો. દાડા૦ ૧૬
પર આધારે વિદ્યા, વનિતા, વેલડી,
એક નહિ આધાર વિના ઉપાયજો;
રાત દિવસ રોઉં રાંડીરાંડ હું શું કરૂં,
જુવતી જાતે કેટલું કામ કરાયજો. દાડા૦ ૧૭
'વાહવાહ' વદતાં તે વખતે માણુસો,
પણ આ વખતે હાંસી કરી હરખાયજો;
પૂરત તો પેસી ગઇ પણ આ પેટનું,
શી રીતે કરવું તે નવ સમજાયજો. દાડા૦ ૧૮
લગ્ન અધરણી ઉત્સવ નિર્ધન નહિ કરે,
પણ દાડામાં જખ તે મારી દોરાયજો;
નાત જમાડ્યે પુન્ય નથી મરનારને,
તોપણ ઘર વખરી વેચી ગભરાય જો. દાડા૦ ૧૯
નહિ કરનારાને શિક્ષા નથી નાતની,
પણ નહિ કરતાં હલકું હાલ ગણાયજો;
દેખા દેખીથી દુર્બળ પામે પીડા,
માટ બંધ કરો ઝટ લાગી લાહ્યજો. દાડા૦ ૨૦
મુઆ પછી જમવાનું નથી જુગતું,
સંપત હોય તો કરજો કાંઇ પુનદાનજો;
જાગો જાગોરે ડાહ્યા મુજ દેશીઓ,
મૂકી દ્યો મિથ્યા મનથી અભિમાનજો. દાડા૦ ૨૧

ભાર પડે નહિ નિર્ધન પહેલ કરે કદી,
પ્રથમ ઘટે નહિ શેઠે કરવો એ ચાલજો;
દાસ 'ગુલાબ' વણિકની વિનતિ સાંભળી,
શંકા રહેતો કરજો સાફ સવાલજો. દાડા૦ ૨૨

(જૈન તા૦ ૪-૧૦-૦૮.)

મૃત્યુ પાછળ જમણવાર કરવાનો રીવાજ જૈનોને માટે નિષેધ છે એટલુંજ નહીં પણ અન્યદર્શનીઓ કે જેઓ મરણ પછવાડે પ્રેતાવસ્થાને માને છે અને પ્રેતનું શ્રાદ્ધ કરવાથી ઉદ્ધાર થાય એમ પણ માને છે. તેઓના શાસ્ત્રમાં પણ મૃત્યુ પાછળ જ્ઞાતિભોજન કરવા કરાવવાનો ખાસ વિધિ છે નહીં. મનુસ્મૃતિમાં કહેલું છે કેઃ—

द्वौ देवे पितृकार्ये त्रीनेकैकमुभयत्र वा ।
भोजयेत् सुसमृद्धोपि न प्रसेज्जेत विस्तरे ॥ १ ॥
सत्क्रियां देशकालौ च शोचं ब्राह्मणसंपदः ।
पंचैतान् विस्तरो हन्ति तस्मान्नेहेत विस्तरम् ॥ २ ॥
न श्राद्धे भोजयन्मित्रं धनैः कार्योऽस्य संग्रहः ।
नारिं न मित्रं यं विद्यातं श्राद्धे भोजयेद्द्विजम् ॥ ३ ॥
यः संगतानि कुरुते मोहाच्छ्राद्धेन मानवः ।
स स्वर्गाच्यवते लोकाच्शाद्धमित्रो द्विजाधम ! ॥ ४ ॥

"સારી સમૃદ્ધિવાળો હોય તેણે પણ દેવ નિમિત્તે બે અને પિતૃ કાર્યમાં ત્રણ બ્રાહ્મણ જમાડવા અથવા ઉપર કહેલા બન્ને નિમિત્તમાં એકેક બ્રાહ્મણ જમાડવો. વિસ્તારમાં આસક્ત થવું નહિ. (અર્થાત્ બ્રહ્મભોજનનો આથી વધારે વિસ્તાર કરવો નહિ ) ૧.

(કારણ કે મરનારની પછવાડે) સત્ક્રિયા, દેશ, કાલ, શૌચ અને બ્રાહ્મણની સંપદા એ પાંચ વસ્તુને (બ્રહ્મભોજનના) વિસ્તારથી નાશ થાય છે તેથી તેમાં વિસ્તારને ઇચ્છવો નહિ (અર્થાત્ જો અધિક બ્રાહ્મણ જમાડવાની ખટપટમાં પડે તો વિધિ પ્રમાણે મરનારની ઉત્તરક્રિયા બની ન શકે તેથી સત્ક્રિયાનો નાશ થાય છે. દેશ એટલે જોઇએ તેટલી સ્વચ્છ જગ્યા પણ મળે નહિ. વખત પણ બરાબર મળે નહિ અને શાસ્ત્રોક્ત ચોખ્ખાઇ પણ રહે નહિ.) ૨.

શ્રાદ્ધમાં મિત્રને જમાડવો નહિ. ધનાદિક બીજા ઉપાયો વડે તેની મૈત્રી સંપાદન કરવી. જે બ્રાહ્મણ વેરી તરીકે કે મિત્ર તરીકે ન જણાયેલો હોય તેનેજ શ્રાદ્ધમાં જમાડવો. (જ્યારે શ્રાદ્ધમાં બ્રહ્મભોજનનો નિષેધ કરવામાં આવે છે ત્યારે જ્ઞાતિ ભોજનનો નિષેધ તો સ્વયમેવ સંભવિતજ છે.) ૩.

શાસ્ત્રના અજ્ઞાને કરી શ્રાદ્ધ ભોજન કરાવી જે માણસ મૈત્રી સંપાદન કરેછે તે શ્રાદ્ધ નિમિત્તે મિત્ર કરનારો અધમ પુરૂષ સ્વર્ગ લોકથી હેઠો પડે છે.) ૪.

શ્રાદ્ધમાં જમનાર બ્રાહ્મણને પણ પ્રાયશ્ચિત્ત લેવું પડે છે ત્યારેજ તે શુદ્ધ થાય છે. હારિત મુનિએ કહ્યું છે કેઃ—

चांद्रायणं नवश्राद्धे प्राजापत्यं तु मिश्रके ।
एकाहस्तु पुराणेषु प्राजाप्रत्यं विधियते ॥

"મરનારની પછવાડે નવ શ્રાદ્ધ (૧૧ દિવસ લગણનું શ્રાદ્ધ) જમનારે પ્રાયશ્ચિત્ત માટે ચાંદ્રાયણવ્રત કરવું. મિશ્રક (પ્રથમ માસિક શ્રાદ્ધ) જમનારે પ્રાજાપત્યવ્રત કરવું અને પુરાણ (માસપછીનું શ્રાદ્ધ) જમનારે મધ્યમ પ્રાજાપત્યવ્રત કરવું."

શ્રાદ્ધ કરવાથી પ્રેતનો ઉદ્ધાર થાય છે એમ માનનારા અન્ય-દર્શનીઓને પણ શ્રાદ્ધ જમવામાં દોષ કબુલ કરવો પડયો છે કારણ કે શ્રાદ્ધ એ મરનારની પાછળ કરવામાં આવે છે ને તે શ્રાદ્ધ જમનારને પ્રાયશ્ચિત્ત લેવું પડે છે ને પ્રાયશ્ચિત્ત તો હમેશાં દોષનુંજ હોય છે. તેથી મરનારની પાછળ જમણવાર કરવો એ નિષેધજ છે. આ ઉપરથી અન્ય દર્શનીઓમાં કેટલાએક દ્રઢ વિચારવાળા મરણ પાછળ નાતવરા નહિ કરવાની અને કરે તેને ત્યાં જમવા નહિ જવાની પ્રતિજ્ઞા કરતા જણાય છે. પરંતુ તેમનામાં જલદી અસર નહિ થવાનું કારણ એજ છે જે શ્રાદ્ધ કરવું એ શાસ્ત્રોક્ત છે એમ તેઓની માન્યતા છે. પણ આપણે તો આપણા શાસ્ત્રાધારથી ખાત્રીપૂર્વક માનીએ છીએ કે મૃત્યુ પામેલો પ્રાણી આ દેહનો ત્યાગ કરી તરતજ બીજો દેહ ધારણ કરેછે અને તેની પાછળ કરવામાં આવેલ નાતવરો કે અન્ય કાંઇ દાન પુન્ય તેને જરાએ ઉપયોગી નથી તેથી આ સવાલ જૈન માર્ગના આગેવાનો ઉત્સાહ પૂર્વક ઉપાડી લે તો આ હાનિકારક રીવાજ અટકાવવા તેઓ શક્તિમાન થાય, એ નિઃસંદેહ છે.

મૃત્યુ પાછળ જમણ કરવાના રીવાજનું કોઇકોઇ ઠેકાણે રૂપાંતર થએલું જોવામાં આવે છે. મૃત્યુ પછી તુરત તેનું કારજ નહિ કરતાં મુદ્દત વીત્યા પછી તે નિમિત્તે સંઘના કે નવકારશીના નામથી જમણવાર કરવામાં આવે છે પરંતુ દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરતાં મૃત્યુ પામેલા નિમિત્તે સંઘ કે નવકારશી કરવી તે પણ નિષેધજ જણાય છે. સાધર્મી ભાઇઓને પ્રીતિભોજન આપવું હોય તો બીજા ઘણા પ્રસંગો મળી આવે છે પણ જ્યાં મૃત્યુ અને જમણ એ બે શબ્દોની ઘટના (જોડણી) જ થઈ શકતી નથી ત્યાં મૃત્યુ પાછળ પ્રીતિ

ભોજન શોભેજ કેમ ? માટે મૃત્યુ પાછળ તે નિમિત્તે સંઘના કે નવકારશીના નામથી જમણવાર નહિ કરતાં તેમાં જેટલા રૂપીઆ ખરચ થાય તેટલા રૂપીઆ દુઃખી સ્થિતિમા આવી પડેલા જ્ઞાતિ બંધુ કે ધર્મ બંધુઓને સહાય આપીને ઉચ્ચ સ્થિતિએ લાવવાના કામમાં દ્રવ્યસાધનના અભાવે કેળવણી લેતા અટકતા હોય તેવા દુઃખી બંધુઓને મદદ કરવામાં ખર્ચીને તેનો સદુપયોગ કરવામાં આવે તો જૈન કોમ જે અધમાવસ્થાને પ્રાપ્ત થતી જાયછે તે તેમાથી બચે અને "જૈન કોમને લક્ષ્મી વરી છે' એ પ્રાચીન કહેવત જે અજ્ઞાન રૂપી ગાઢ નિંદ્રાવડે નાશ પામવા જેવી થઇ પડી છે તે ફરીને પુનર્જન્મ ધારણ કરે.

શાસ્ત્રવિરૂદ્ધ અને સાંસારિક અધમ સ્થિતિનું મૂળ એવા લાંબા વખતથી જડ ઘાલી બેઠેલા મૃત્યુ પાછળ જમણવાર કરવા દુષ્ટ રીવાજનો જડમૂળથી નાશ કરવામાંજ આપણું શ્રેય છે, એ આપણે અગાઉ જણાવી ગયા છીએ. તો જેને લઇને ધનવાનનું ધન અયોગ્ય રીતે ખરચાય છે અને ગરીબો અધમ સ્થિતિને પ્રાપ્ત થતા જાય છે એવો રીવાજ બંધ કરવ.માંજ પરોપકાર રહેલોછે. "આ બાબત બ્યાજબી છે" અગર એ અભિપ્રાયને હું મળતો છું" એમ કહીને આપણા આગેવાનો બેસી રહેતો તેમાં કાંઇ વળવાનું નહિ; પરંતુ તમામ આગેવાનોએ એકઠા થઇને તથા સમજુ અને ડાહ્યા આગેવાનોએ બીજાઓને સમજાવીને એવો સખત ઠરાવ કરાવવો જોઇએ કે જેને ત્યાં મરણ થાય તેણે તેની ( મરનારની ) પાછળ બીલકુલ જમણવાર કરવો નહિ. તેમજ તેની સાથે તે ઠરાવનું ઉલ્લંઘન કરનાર પછી તે ગમે તો પૈસાદાર હોય કે ગરીબ હોય તો પણ તેને એવા પ્રકારની યોગ્ય શિક્ષા કરવી કે જેથી બીજાઓ તેનું ઉલ્લંઘન કરવાની હિંમત

ઘરે નહિ અને મજબુત દાખલો બેસી જાય. વળી આ જમણવાર બંધ કરવાની પહેલ હમેશાં આગેવાનને ત્યાંથીજ થાય તો કરેલો ઠરાવ અમલમાં જલ્દી આવે છે. માટે આ બાબતમાં જો આગેવાનો તન, મન અને ધનથી મહેનત લે તો આ દુષ્ટ રીવાજને દેશવટો આપવો તેમાં કાંઇ મુસ્કેલી પડે તેમ નથી.

આ રીવાજ બંધ કરવાના સંબંધમાં સુધરેલા અને કેળવાએલા જૈન બંધુઓ કે જે આ દુષ્ટ રીવાજ વિરૂદ્ધ સખત લાગણી ધરાવનારા છે તેઓ પોતાની શક્તિ અને વિદ્વત્તાનો ઉપયોગ કરી ભાષણદ્વારા અગર બીજી કોઇ રીતે આથી કેટલું નુકશાન થાય છે વિગેરે તમામ હકીકત વિસ્તારપૂર્વક આગેવાનોના મનમાં ઠસાવવાનો પ્રયત્ન કરે તો તેથી પણ વિશેષ અસર થવાનો સંભવ રહે છે.

વિશેષ કરીને આ રીવાજ અટકાવવાના સંબંધમાં આપણા મુનિ મહારાજાઓને ખાસ આગ્રહપૂર્વક વિનંતિ કરવાની જરૂર પડે છે. તે એટલા માટે કે તેઓના ઉપદેશથી આગેવાનો પોતાની ફરજ બજાવતા શીખશે. આપણી જૈન કોમમાં ઘણા ખરા સ્ત્રી પુરૂષો જ્ઞાનથી નહીં પણ શ્રદ્ધાથી આસ્તિક બનેલા હોય છે અને તેઓ ધર્મ ગુરૂઓ ઉપર રાગવાળા હોય છે. જો કે એક ઉપદેશક મુનિમહારાજ એક શહેરમાં મરણ પાછળ જમણવાર બંધ કરવાનો ઉપદેશ આપશે ત્યારે પ્રથમ આગેવાનો ભડકશે કે આ તે શું? મુનિમહારાજને આવો ઉપદેશ આપવાનો ધર્મ છે? વિગેરે શબ્દોથી નિંદા પણ કરશે. તોપણ તેમના રાગી આગેવાનો અને સમજુ શ્રાવકો તેમનો ઉપદેશ ગ્રહણ કરશે અને પછી બીજી વખત જયારે બીજા મુનિરાજ આવોજ ઉપદેશ આપી સમજાવશે ત્યારે આગળના મુનિ મહારાજના ઉપદેશની અવગણના કરનારા આગેવાનો પણ સમજશે કે પેલા મુનિમહારાજ

જે વાત કરી ગયા હતા તે સાચી જણાય છે. આપણે બીજાની માફક ઉપદેશ ન માન્યો તેમાં ભૂલ કરી છે. આવી રીતે મુનિમહારાજાઓ જૈન કોમની દુઃખદ સ્થિતિનો પોતાના અંતઃકરણમાં ખ્યાલ લાવી જે દુષ્ટ રીવાજથી ગરીબોનાં ઘરબાર વેચાય છે, વિધવાઓની જીવનદોરી તુટી જાય છે, હૃદયભેદક રૂદન કરતી વખત લાડવાનાં અને ગોળપાપડીનાં બટકાં ચપોચપ ઉપાડનારાઓની બુદ્ધિ મલીન થાય છે, પેટ ભરૂઓ કાળજાં ઠંડાં કરવા ઓ! ઓ! કરતાં જઇ રોટલી સાથે ઘીના પચપચીયાં કરી પોતાની નિર્દયતા દેખાડે છે, શોકનો વેષ પહેરી હરખના જમણ જમી દયાજનક અને હાસ્યપાત્ર મૂર્ખતા દર્શાવે છે, દાડા કરનાર અને ખાનાર ધર્મની અજ્ઞાનતા બતાવે છે અને ધર્મ વિરૂદ્ધ અનાચાર સેવી વિદ્વાન્ વર્ગમાં ધર્મને હલકો પાડે છે તે રીવાજને અટકાવવા પ્રયત્ન કરશે અને તેની સાથે એટલી સૂચના કરવાની કે, એક શહેરમાં એક મુનિરાજ પોતાના રહેવાના વખતમાં થોડો ઘણો સુધારો કરી ગયા હોય તે સુધારા રૂપી બીજને તેમની પછી આવનાર મુનિમહારાજ પોતાના ઉપદેશરૂપી જળનું સિંચન કરે તો જૈનાચારવિરૂદ્ધ આ દુષ્ટ રીવાજમાંથી જૈન કોમને મુક્ત કરવા તેઓ શકિતમાન થશે, અને ત્યારેજ તેઓ ખરેખરા કર્તવ્યનિષ્ઠ ગણાશે.

છેવટે આગેવાનો, કેળવણી પામેલા જૈન બંધુઓ અને મુનિમહારાજાઓ હાનિકારક રીવાજ બંધ કરવામાં કર્તવ્ય પરાયણ થઇ પોતાની ફરજ અદા કરશે એવી આશાથી આ લઘુ લેખની સમાપ્ત કરવામાં આવે છે. इत्यलम्. सुज्ञेषु किं बहुना. ?

સમાપ્ત.

# જૈન સ્ત્રીઓ તથા બાળાઓને

# અમૂલ્ય ભેટ.

આપણી શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સે આપણી કોમના સંસાર સુધારાનો સવાલ હાથ ધરેલો છે, જેમાં હાનિકારક રીવાજો દુર કરવાના સવાલનો પણ સમાવેશ થઈ જાય છે, શરૂઆતમાં આવા અનિષ્ટ રીવાજો જે આપણામાં પ્રચલિત છે. તે કેટલાક નુકશાન કર્ત્તા છે, તે આપણી કોમને સારી સરળ ભાષામાં સમજાવવું જોઇએ. આ ઉદ્દેશ કૉન્ફરન્સ ઓફીસે "હાનિકારક રીવાજ નિષેધ નિબંધ માળા" બહાર પાડવાનો નિશ્ચય કર્યો છે. આ માળાના પ્રથમ મણકારૂપે "રડવાકુટવાના હાનિકારક રીવાજ" ઉપર નિબંધ છપાવી પ્રગટ કર્યો છે તે નિબંધ જૈન સ્ત્રીઓ તથા બાળાઓને ભેટ આપવાનો છે. માટે જેને જોઇએ તેમણે પોસ્ટ ખર્ચની અડધા આનાની ટીકીટ મોકલી તે નિબંધ નીચેના ઠેકાણેથી મંગાવી લેવો.

| | |
|---|---|
| પાયધુની. | આસીસ્ટંટ સેક્રેટરી. |
| મુંબઇ પોસ્ટ નાં૦ ૩. | **શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ.** |

# શ્રી જૈન શ્વેતાંબર મંદિરાવળી.

## ભાગ ૧ લો.

(ગુજરાત, કાઠીઆવાડ, કચ્છ અને મારવાડ અર્ધ ભા

કીંમત રૂા. ૧-૮-૦ ટપાલ ખર્ચ જુદું.

તથા

# શ્રી જૈન શ્વેતાંબર ડીરેકટરી.

## ( ઉત્તર ગુજરાત. )

ભાગ ૧ લો નકશા સાથે. કીંમત રૂ. ૦-૧૨-૦

દક્ષિણ ગુજરાત ભાગ ૨ જો. કીંમત રૂ. ૧-૪-૦

ટપાલ ખર્ચ જુદું.

થોડી નકલો તૈયાર છે.

જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઓફીસ,

પાયધુની પોસ્ટ નં. ૩.

મુંબઈ.